# રમાસુંદરી.

## નાટકનાં ગાયનો.

અભીમાન જન જે કરે.
બુરે મોતે નિશ્ચે મરે.

લખનાર.
ખીમજી વિ. લાલજી મોનાણી
કચ્છ અંજાર નિવાસી.



સંવત ૧૯૬૫ ઈ. સ. ૧૯૦૯
મુલ્ય બે આના.
શ્રી "સત્ય વિજય" પ્રેસ શા. ગીરધરલાલ
હુકમચંદે છાપ્યું.



* આ નાટકના તમામ હક વેચવાના છે, લખનારને
રૂબરૂ મળો અથવા પત્ર લખી પુછાવો.

## આ લખનારના અન્ય પુસ્તકો.

૧ મદનમંજરી દિલકશ કહાણી ( થોડીજ નકલો છે. ) ૦-૨-૦
૨ રમાસુંદરી નાટકના ગાયનો ... ... ... ૦-૨-૦
૩ રમાસુંદરી નાટક ભાષણ સહિત ( હવે પછી ) ૦-૧૨-૦
૪ સરયુબાળા નવલકથા ( છપાય છે ) ... ... ૦-૬-૦

**ખીમજી લાલજી મોનાણી.**

મુ. કચ્છ અંજાર.

ચાલુ માસની આખેરીએ બહાર પડશે. છપાય છે નામ નોંધાવો.

૧ કેશરીસિંહ રમણસુંદરી અબળાની લંપટનરનું ચરીત્ર એક પહેલા નંબરની નવલકથા છે. અગાઉ ગ્રાહકો પાસે રૂ. ॥ ( ... ફોર્મની થશે )

૨ રસિક નવલકથાઓ આમાં મનહર મોતી, સ્વચ્છંદામણી, માલતી, રંભા, મગન અને મોતી, વગેરે પચ્ચીશ જુદી તરેહની કથાઓ છે રૂ. ૦॥ નામ નોંધાવો.

**રા. ઇંદરજી તારાચંદ પદમાણી.**

કચ્છ અંજાર.

# બે બોલ.

નાટકના પુસ્તકોમાં પ્રસ્તાવના લખવાની કાંઇ જરૂર નથી, પણ થોડાક અગત્યના ખુલાશા અત્રે લખવાની જરૂર છે.

૧. આ નાટક મેં પ્રથમજ લખ્યું છે, તેમ મારો કાંઇ પીંગલ સંબંધી પધારિઅભ્યાસ પણ નથી. તેથી નાટકના ગાયનો વગેરેમાં કાંઇ ભુલ હશે વાંચક વૃંદ તે માફ કરશે એવી આશા છે.

૨ કેટલાક કામ પ્રસંગે આ નાટકના પ્રૂફ સુધર્યાં નથી.

૩ આ નાટકમાં ભુલ ચુક સંબંધી સુધારવાની જે અમને ભલામણ કરશે તેનો અત્યંત આભાર માનીશું.

૪ આ નાટક બાર માસની લાંબી મુદતે તૈયાર થયું છે, કારણ કે ફુરસદનો સમય ન હોવાથી મહીને પંદર દીવશે, ગાયનો લખાતા તેથી લાંબી મુદતે તૈયાર થયું છે.

૫ નાટક લખવાનો એ ઇરાદો કાંઇ મુળથી ન હતો, પણ મારા કેટલાક મીત્રોની ભલામણથી બહાર પાડવામાં આવ્યું છે.

એજ વિનંતી.

તા. ૧૯ જુન ૧૯૦૯

સંવત ૧૯૬૫

લખનાર.
ખીમજી લાલજી મોનાણી.
કચ્છ અંજાર.

# "રમાસુંદરી" નાટ્ય પ્રયોગનો ટુંકસાર.

## અંક પહેલો.

---

**પ્રવેશ ૧ લો**—જંગલમાં દેશવટે નીકળેલા પ્રતાપપુરના યુવરાજ કીશોરસિંહનો પોતાની સ્થીતી વિસે અફશોશ. રાક્ષસ ચંદ્રપુરની રાજકુંવરી 'રમાસુંદરી' ...... જુલમ ગુજારે છે. રાક્ષસની ચમત્કારી માયા કીશોરસિંહ રાક્ષસનાં ઠાર કરી "રમાસુંદરી" ને બચાવે છે.

**પ્રવેશ ૨ જો**—ચંદ્રપુરના રાજ માર્ગમાં વિરભટ પંડ્યો અને ભગલો વાણોદ, હજામની હાયવોય.

**પ્રવેસ ૩ જો**—ભગલાનું ઘર–ભગલો અને તેની સ્ત્રી—ધણીધણીઆણીનું ફારસ.

**પ્રવેસ ૪ થો**—ચંદ્રપુરનો રાજ બગીચો—શાહેલીઓની વાતચીત રમા અને કીશોર આવે છે. ગરબો, વાઘનું આવવું, રમાસુંદરી ગભરાય છે, કીશોર વાઘને મારી કુંવરીને બચાવે છે, કીશોર રમાનો પ્રેમ–શાહેલીઓની ચેષ્ટા.

**પ્રવેસ ૫ મો**—ચંદ્રપુરમહારાજા ચંદ્રસિંહની પુત્રી ગુમ થયાથી અફશોશ, ભગલો હજામ વિરભટ પંડ્યાવિશે ભંભેરે છે.

**પ્રવેસ ૬ ઠો**...વિયોગી રમાસુંદરી, પાછળથી રાજા રાણી, રમાસુંદરી મળવાથી રાજારાણીને આનંદ.

**પ્રવેસ ૭ મો**—ભગલો હજામ વિરભટપંડ્યાને, રાજાવિશેના ખોટાખબર કહે છે.

**પ્રવેસ ૮ મો**—ચંદ્રપુરના પાદરમાં, મંજુપુરના અભીમાની રાજા મંજુસિંહની છાવણી, ચંદ્રસિંહ પાસે કન્યાની માગણી પત્ર દ્વારા કરે છે.

પ્રવેસ ૯ મો—કીશોરસિંહ રાજકચેરીમાં જાય છે.

પ્રવેસ૧૦ મો—ચંદ્રપુરની કચેરી, કીશોરસિંહને સેન્યાધીપદે, મધુસિંહના પત્રનો તિરસ્કાર, લડાઇની તૈયારી, વિરભટ પંડયાનો આશીરવાદ, તેનો બદલો, નાચ.

પ્રથમ અંક પૂર્ણ

## અંક બીજો.

પ્રવેશ ૧ લો—કૃષ્ણ કાકાનું ઘર, ઠગ લોકો કૃષ્ણ કાકાને ઠગી જાય છે.

પ્રવેશ ૨ જો—ભગલા હજામને "ચીઠી" મળવાથી આનંદ.

પ્રવેશ ૩ જો—લડાઇ કિશોરસિંહ મધુસિંહને હરાવે છે.

પ્રવેશ ૪ થો—વિયોગી રમાસુંદરીનો અફશોશ, દાસી માતીની ધીરજ.

પ્રવેશ ૫ મો—મધુસિંહ પ્રતાપપુર ઉપર ચડાઇ લઇ ગયો તેથી કીશોરસિંહ ચંદ્રસિંહની મદદ માગવા જાય છે, પાછળથી તેજ રસ્તામાં કૃષ્ણ કાકા અને ઠગ, ઠગ લોકો બીજી વાર ઠગી જાય છે.

પ્રવેશ ૬ ઠો—રાજા રાણીનો રમાસુંદરીના સગપણ વિશે વિચાર, રમા કીશોર સિંહને ચાહે છે એવું જાણી રાજાનો રમા ઉપર ગુસ્સો, કીશોરસિંહનું આવવું, મદદનું માગવું, પ્રતાપપુર રાજ્યની મદદે જવા તૈયારી.

પ્રવેશ ૭ મો—ભગલો અને ખજાનચી, ભગલાનું નાક કપાય છે.

પ્રવેશ ૮ મો—રમા અને કીશોર, કીશોરસિંહ રમાસુંદરીની રજા લઇ જાય છે.

**પ્રવેશ ૯ મો**—મધુસિંહ પ્રતાપપુર રાજાને પત્ર લખી લડાઇ માગે છે.

**પ્રવેશ ૧૦ મો**—પ્રતાપપુરની કચેરી, મધુસિંહનો પત્ર, પ્રતાપસિંહનો પુત્રવિયોગે શોક, લડાઇની તૈયારી.

દ્વિતીય અંક પૂર્ણ.

---

## અંક ત્રીજો.

---

**પ્રવેશ ૧ લો**—રમાસુંદરી, દાસી સાથે યોગિનીના વેશમાં. કીશોરસિંહ પાછળ જાય છે.

**પ્રવેશ ૨ જો**—કીશોરસિંહની લસ્કરી કવાયદ.

**પ્રવેશ ૩ જો**—કીશોરસિંહની છાવણીમાં યોગિની વેશમાં રમાસુંદરીનું ગાયન કીશોરસિંહ રમાસુંદરીપર યોગિની જાણી મોહી પડે છે.

**પ્રવેશ ૪ થો**—મધુસિંહ અને પ્રતાપસિંહની લડાઇ, પ્રતાપસિંહ કેદ.

**પ્રવેશ ૫ મો**—મધુસિંહની છાવણીમાં મધુપાન, કીશોરસિંહ લસ્કર સહિત આવી સર્વને કેદ કરે છે.

**પ્રવેશ ૬ ઠો**—પ્રતાપપુરના રસ્તામાં કીશોરસિંહ અને યોગિની, યોગિનીના ભેદનું ફુટવું, પતી પ્રીયા ભેટે છે, ચંદ્રસિંહનું આવવું, સર્વ રાજકચેરીમાં જાય છે.

**પ્રવેશ ૭ મો**—રાજ્ય કચેરીમાં મધુસિંહનો ન્યાય, કીશોરસિંહ રાજ આશને, રમા અને કીશોરસિંહનો હસ્તમેળાપ સર્વને આનંદ.

તૃતિયખંડ પૂર્ણ.

"રમાસુંદરી" નાટ્ય પ્રયોગનો ટુંકસાર સમાપ્ત.

---

# રમાસુંદરી નાટય પ્રયોગમાંના પાત્રો.

| | | | | |
|---|---|---|---|---|
| પ્રતાપસિંહ. | ... | ... | ... | ...પ્રતાપપુરનો રાજા. |
| કીશોરસિંહ. | ... | ... | ... | ...તેનો પુત્ર. |
| ચંદ્રસિંહ, | ... | ... | ... | ...ચંદ્રપુરનો રાજા. |
| પ્રભાવતી. | ... | ... | — | ...તેની રાણી. |
| રમાસુંદરી. | ... | ... | ... | ...તેની પુત્રી. |
| માલતી. | ... | ... | ... | ...તેની દાસી. |
| મધુસિંહ. | ... | ... | ... | ...મધુપુરનો રાજા. |
| અભયસિંહ. | ... | ... | ... | ...તેનો પ્રધાન. |
| કૃષ્ણ કાકા. | ... | ... | ... | ...કંજુશ વાણીયો. |
| ભગલો. | ... | ... | ... | ...હજામ. |
| કેશર. | ... | ... | ... | ...તેની સ્ત્રી. |
| વિરભટ પંડ્યો. | ... | ... | ... | ...એકગરીબ બ્રાહ્મણ. |

એ શિવાય દાશ, દાશીઓ, વારાંગનાઓ, રાક્ષસ, યોગિની, લશ્કરીઓ, વગેરે.

**સ્થળ**—જંગલ, ચંદ્રપુર, અને પ્રતાપપુર.

# રમાસુંદરી નાટકના ગાયનો.

સુત્રધાર— ૧

નામું શીશ અખીલઈશ, ભવતારણ તું સુંદરા;
તારણહશ દ્વારીકાધિશ, સહાયકર વિશ્વંભરા. નામું૦
રમશરી સ્તુતિ કરૂં હું પ્રીતે, સહાય કૃપાળું રક્ષક રીતે:
દેવદયાળું નમુ હું નિત્યે, રક્ષા દયાળું કરને પિતે. નામું૦

૨

લંકાપુરીનો રાજા રાવણ, બહુ બળીયો વખણાયો;
જગતજંતુનીને હરીલાવી, કુટુંબ સહિત રોળાયો,
એણે બહુ કર્યો અભીમાન, નવરહી હૃદયમાં કાંઈશાન;

નટી— ૩

નવ કરો સુરાજનો અભીમાન;
અભીમાનથી વળે ન કાંઈ, મુએ અંતે જાન. નવ૦
રાવણે કર્યો અભીમાન, નવરહી કાંઈ શાન;
ગયું ક્યાં તેનું અભીમાન, જ્યારે રણમાં પડ્યો નાદાન. નવ૦
દુર્યોધન હેવાન, અભીમાની ભુલ્યોભાન;
તજો તજો આર્યો અભીમાન, ધરો દયમાં હૃદયાદાન. નવ૦

---

## અંક પહેલો.

કીશોરશિંહ— ૪

કેવા મુજ નસીબ છે ભગવાન,
નથી દોષિત હું નાદાન. કેવા૦
રાજ્ય છોડી બહુ બહુ ભટકયો, ભરજંગલ વેરાન;
વિચીત્ર ગતી કર્મ તણી કેવી, પ્રભુ છે બળવાન. કેવા૦

પીતા દાદ ન શાંભળે કાંઇ, થયું અનાય મંડાણ;
કષ્ટ પામી હાય જતા નથી, પાપીઆ આ પ્રાણ. કેવા૦

૫

રક્ષા કરો રે બાળકની શ્રીપતી;
હરી મારી શી ગતી. રક્ષા૦
વણ વાંકે તજીઓ પીતાએ, અવળી થઇ મતી;
નજરે નવ નિહાળ્યું કાંઇ, થયા અંધ આંખો છતી. રક્ષા૦
સરણુ છું હું બાળજતારો, દયા કરો શ્રીસ્તી પતી;
બળતા બચ્ચાં માંઝારી ઉગાર્યા, તારી અહલ્યાસતી. રક્ષા૦

રાક્ષસ રમાસુંદરી— ૬

વ્હાલી કેવું સ્વરૂપ સુંદર છે;
વ્હાવા રૂપાળું મેશ જેવું છે.
છોડ પાપી, હવે છોડ પાપી. વ્હાલી૦
માનપ્યારી કહેવું મારૂં, કરને મુજ શું પ્યાર;
નને નહિં તું માન મારૂં, તો તો મારીશ ઠાર,
છોડ પાપી હવે છોડ પાપી. વ્હાલી૦
તું છો મારા પીતા જેવો, કરને મુજને મુક્ત;
માનપ્યારી, માનપ્યારી, છોડનારી મુક્ત,
છોડ પાપી હવે છોડ પાપી. વ્હાલી૦

બગલો કેશર— ૭

વ્હાલી તું કેશર, જમવાનું આપ હું બેઠો;
મારા રોયાનું માથુંમાં ખા બેશ હેઠો,
માવડી તું મારી કાં કરે છે ખેટો. વ્હાલી૦
વ્હાલી મારી પ્યારી મારી, કહેને આપું તુંજને;
આપ જમવાનું જીવજ જાય, આપ તારો બેટો. વ્હાલી૦

૮

મારે તો જોઇએ શાડીયું ને શાદલા;
લાવું છું પ્યારી, ભાવું છું પ્યારી.
બીજા તો જોઇએ કાંબીયુ ને કદલા;
તૈયાર છે પ્યારી, તૈયાર છે પ્યારી. મારે૦

લાવે રે લાવોને પ્યારાજી મારા;
આપો જમવાનું.
ચાલો ને પ્યારા. મારે૦

રંભાસુંદરી સાહેલીઓ— ૯ (ગરબો.)

ખીલી આજે વસંતની બહાર;
મણીમય ધારો વ્હાલી કંઠહાર,
જીવશાન્ત કરો ધારી હાર, જેથી રંગીલા લાગે;
લાલપીળી ઓઢોશાડીશાર, ગાઓ સુંદીર રાગે,
લઇ જોબનમાં, આવીને રંગમાં;
જીવન સુધારો જોરથી,
મોહીસે મોહન સુંદીર મોહથી.
નાહીલે અદ્ધર સુધારસ જોરથી,
નીતીથી ચાલીને માલીને, વ્હાલીને રાખે સ્વામી શંગમાં—ખીલી.

પ્યારી પ્રિતમ સંગમાં, પામે અધીક સુખ;
પતિવ્રત પકડે પ્રેમથી, તો નવ પામે દુઃખ.

પતિવ્રત પ્રેમેથી પાળે જો નાર, મનમાન્યા સુખો મળેરે;
નિત્ય નિત્ય સ્વામીના દર્શનશાર, તન ન દુઃખોટળે રે.
પ્રિતમપ્યારી દેખીને હરખિત થાય,
હરનીશ આનંદમાં દીન જાય;
જગતમાં જુગલ જોડ વખણાય. —પતિવ્રત—ખીલી.

રમા—કીશોર—    ૧૦

પ્યારા પ્યારીને આપી આનંદે આલીંગન,
પ્રિતીની રીતી દર્શાવો;
આનંદે ઉમંગે ભાવેથી ભેટોને,
પ્યારીને ના તરશાવો.    પ્યારા૦

જોઇ તમને આનંદ ન માય,
ભેટવાને ચીત ચ્હાય;
જીવન જોબન રસે ઝુલાવી,
પ્યારી નહીં ગભરાઓ.    પ્યારા૦

રમા—કીસોર—    ૧૧

પ્યારા પ્યારીને મળવા પધારજો,
પ્રેમની પરીક્ષા સાથે કરાવજો;
જોબન હીરાજડયું હાર મંગાવજો.    પ્યારા૦
વ્હેલા કંથ પધારજો, કરી પરીક્ષા પ્રેમ;
વ્હાલીના વિશારજો, પ્રેમ ભુલું હું કેમ,
શાણી સુંદરી મુજ સ્નેહ ના વિસારજો.    પ્યારા૦

સાહેલીઓ—રમા—    ૧૨

વાહ બહાદુર બેની છેતરી છોગાળો પરો થયો,
પેલો ભમર કીસોર તને મારી નયન બાણને ગયો:
ઠાલી ભુલી મશ્કરી કરો શું તમે,
બેની તારૂં ડહાપણ જાણ્યું અમે.    વાહ—વાહરે—વાહ૦

ચંદ્રસિં—    ૧૩

સ્વાર્થમું આશું કીધું, પુત્રી સુખ હરીલીધું.    ટેક૦
પત્રી પ્યારી ક્યાં છે મહેશ્વર

સોંપી ઝાળી અંતે હાય દુઃખ લીધું. સ્વાયંભુ૦
પુત્રી પ્રાણુની દાતા મીલાવો,
હરીહર કૃપા એ અમૃત પીધું. સ્વાયંભુ૦

રમાસુંદરી— ૧૪

પ્યારા પધારો, પ્યારા પધારો;
નવ સંતાપો, દર્શન આપો.
વિરહે બળીશું, શોકે પ્રજળીશું;
કાન્ત કીસોરના, મનમાં રમુંછું.
વ્હાલા મારાને, સીરપર ધરશું;
મ્હારા એ આવારો. પ્યારા૦

ચંદ્રસિંહ— ૧૫

કહોતો પુત્રી ભંડાર આપું, કહોતો એને રાજ સ્થાપું ટેક૦
તુજને બચાવી દૈત્યસપાટે, વળી ઉગાડી સિંહ ઝપાટે. કહો૦
વિપતી સંહારી તુજને ઉગાડી, નોકરીએ નીમે, સર્વસ્વીકારી. કહો૦

મધુસિંહ— ૧૬

નહીં નહી મુજ સમાન કોઇ અભીમાન ધરે,
અભીમાન ધરે નહીં કોઇ અભીમાન ધરે;
અન્ય સઘળાઓ તો પડે છે, મુજ પાયપરે. નહીં.
રાજ્ય સર્વે પૃથ્વીતણા છીનીઆ અભીમાન બળે,
હવે નહીં અન્ય કોઇ મુજપાસે અભીમાન કરે. નહીં૦

નેપથ્યે ૧૭

અભીમાન જન જે કરે,
બુરે મોતે નિશ્ચે મરે;
મધુરાજ મ્હારાજનું, મનમાં ધરને ધીર.
અભીમાન તુજ તોડવા, આવશે સુરણધીર.

અભીમાન તુજ ભાંગસે, તોડશે એકજ તીર;
તુજ માથે થઇ બેસશે, ફોડસે તારૂં સરીર.
ભંયકર છે તે રાજવી, ભયંકર તેનું નામ;
તુજથકી તેતો વધે, કરે ભયંકર કામ.

કીશોરસિંહ— ૧૮

વ્હાલી પ્રિયાની મુર્તી, ક્યારે નજરે હું ભાળું;
નજરે હું ભાળું ક્યારે નયન નિહાળું.
રમાસુંદરીની મોહ ન માળ કંઠમાં ધરૂં,
કંઠમાં ક્યારે મુજ જીવન સુધારૂં.

દરબારીઓ:— ૧૯

મહારાજ અવિચળ તાજ તપે;
જગ માંહી શું જશ તમારો વધે,
તમ શત્રુઓ સર્વનો નાશ હજો
પ્રભુ ન્યાય બુદ્ધી તમમાં વસજો;

ચંદ્રશિંહ— ૨૦

સ્વાયયંભુ કર કૃપા;
સન્મતીદે પ્રભુસદા સ્વાયંભુ.
રૂડી રીતે રાજ ચલાવું, ધર્મનીતીથી આ;
અધર્મને કુશંપજ કાપુ. ચાલુ નીતી સદા સ્વાયંભુ.

કીશોરશિંહ— ૨૧

રાજ કાંઇ કર્યો નથી ઉપકાર;
કામ મારૂંજ શાર. બજાવ્યું મેં નિરધાર.
એમાં શાનો માનો ઉપકાર. રાજ.
કુંવરી બચાવી સિંહ સપાટેથી;
એમાં કર્યો શો આભાર.

ફરજ મારી મેં બજાવિ દૈત્યને મારીને ઠાર. રાજ.
મોટું કાંઇ કર્યું નથી કંઃ;
મોટી શેવા કાંઇ શાર.
પુત્રી'પ્યારી તમે બચાવી, તેનો બદલો છે તૈયાર. રાજ.

વારાંગનાઓ. ૨૨

નાચો, નાચોરે નાચો, સાહેલીયાં;
નાચો શાહેલીયાં, શાહેલીયાં, શાહેલીયા નાચો.
રાજ આબાદ આપનો રહે સદા;
રહો આપ જોબનીયાં,
રહો જોબનીયાં જોબનીયાં, જોબનીયાં. નાચો.
વૃંદાવનમેં રાસ રચ્યો હે;
ગુદડી કૃષ્ણજી ફરીયાં;
હપ ફરીયાં, ફરીયાં, ફરીયાં નાચો.
પહેલો અંક પૂર્ણ.

---

## અંક બીજો.

કૃષ્ણકાકા— ૨૩

વોય ( ૩ ) ઠગઠગી ચાલીઆ;
અંગે અંગડિંડે આગ વોય.
દોડ ( ૩ ) દીકરાહેં વાલીઆ;
હાય વોય રે ઠગ ઠગી ચાલીઆ. વોય.
કજુંસનું માલ લઇ ઠગતો ચાલીઆ;
ડાઝ્યા પર ડાંભ દઇ આગ રાંડના વાલીઆ વોય.

મગલો— ૨૪

પૂર્ણ થઇ છે મારી આશ, જલદી જાઉં બજનની પાસ;

વીંટી બ્રાહ્મણની પ્યારા. દીલ ધરી મોટી આશ;
લીધી બ્રાહ્મણની પાશ, હવે તો ભગલા નાશ. પૂર્ણ

અઘોરીઉ— ૨૫

હું દોડું, હું દોડું હું દોડું આવાર, પ્રતાપને કરું હાર
કદી નવ છોડું જલ્દી દોડું. અભીમાન તોડું. હું દોડું
વાળું વેર, કરું જેર, જલ્દી ઠેર, હું આવાર;
પ્રતાપને મારું માર હું દોડું.

રમાસુંદરી— ૨૬

હંશો કયાંસુજ પ્રાણથી પ્યારારે;
શાને થાઓ ઘડી એક ન્યારા;
વિયોગે ઝુરે તમારી દારારે,
આવો આવો પ્રિતમ પ્રાણપ્યારા. હંશો૦
વ્હાલા પ્રેમના કરનારારે,
કયાં શોધુ મોહન મોરલીવારા. હંશો૦
આવો પધારો પ્રાણ ધારારે,
ગુણ ગાઉ પ્યારા નિત્ય તમારા. હંશો૦

રમાસુંદરી— ૨૭

મુજમાં પ્રીત ન આવે જરી,
વ્હાલો વિશારી ચાલ્યો વનવાશરે. મુજ૦
પ્યાર વિનાનાં મારાં મનડાં સુનારે,
પ્રેમ વિનાની પ્રેમ વાટરે. મુજ૦
શણગાર વિનાના તેમ મુજને સુનારે,
લાગે આ મંદીર ઘાટરે. મુજ૦

માલતી— ૨૮

બોલો બેની બોલો બોલો, કયો વર વરવાની મરજી;

અંતર પડદો ખોલો ખોલો, કરો બાપુ પાસે અરજી. ખોલો૦
બાપુ પાસે અરજી બોલો, શરમનો પડદો ખોલો;
બાપુ ઇચ્છા પુરણ કરશે, શરમમાં તે શું ડોલો. ખોલો૦

રમાસુંદરી ૨૯

મારે એ વર વરવો ખરે હાં,
કાન્ત કીશોરને નકી કરે હાં. મારે૦
કીશોર મારો, કીશોર પ્યારો;
કીશોર વિણ અન્ય બંધુ ખરે હાં. મારે૦
જઈ તું કહે મમ માત તાતને,
કીશોર એ પર સરદારી ધરે હાં. મારે૦
કીશોર મુજ મનમાં બહુ ભાવે,
એ પાસે અન્ય કોઇ તૃણ ચરે હાં મારે૦

રમા માલતી— ૩૦

દિન દયાળ મુજ આધાર, થા તું સ્હાય મનેરે;
કષ્ટ નીવાર હે ભવપાર, માગું તારી કનેરે. દિન૦
વિનંતી ધાર કીશોર ભરથાર, હે મુજને તું શ્રી ગોપાલ;
સતી શિયલના રખવાલ, કરગરું તારી કનેરે. દિન૦
ધિરજ ધાર બેન આવાર, રક્ષણ કરશે શ્રી મોરાર;
જગ રચનાર વિશ્વાધાર, વિનવ તેની કનેરે. દિન૦

કિશોરસિંહ ૩૧

એ દુષ્ટ દુશ્મન મદે ચડીને,
મારા પીતાને સપડાવે છે;
મદાંધ રાજા અભીમાનથી,
માથે ચડીને વાગે છે. એ દુષ્ટ૦
અભીમાની અગ્રગણ્ય મધુસિંહ નાદાન,

એવા બેદરકાર રાજાનું તોડું હું ગુમાન;
મદદ માગી રાજા પાસે તોડું એ મસ્તાન. એ દુષ્ટ૦

**રમા-ચંદ્રસિંહ—** ૩૨

આ તન અંદર માન્યો કીશોર ભરથારજીરે,
કીશોર વિણુ આ જીવજ જાય તાતજીરે;
વ્હાલા એ વિણુ મન મુંઝાએ માતજીરે. આ તન૦
પશશું રમશું કીશોર સાથે, બાગમાં ફરશું એ સંગાથે;
મુજ મનમાં રમે પ્યારો હંસ. આ તન૦
ચુપ કર તું છોકરી ચંડાલ, બોલ રાખી શરમનો ભાર;
એ ભીખારીની શું મમ પુત્રી નારી. આ તન૦

**રમાસુંદરી-ચંદ્રસિંહ—** ૩૩

નથી ભીખારી ( વા વા ) રાજપુત્રી પ્રખ્યાત આવ્યો બોળવા,
છે ભીખારી ( ના ના ) ત્યારે શું શાહુકાર આવ્યો ભોળવા;
રાજપુત્ર છે પ્રખ્યાત, સ્હેર ગામની વિખ્યાત,
ખાત્રી માટે પુછી તેને, તમેરે કરો તપાસ
ઠગમાં ઠગારો એ, લુચ્ચામાં લુટારોએ, નિચમાં નઠારો એ. છે ભીખારી.
એ ઠગારા લુટારા શું પ્રીત બાંધી સાર,
તારો એ પ્રીત્તમ કદી નથી થઇ રહેનાર;
પ્રીતમ પદવીએ ચડ્યો તેથી શું થનાર. છે ભીખારી.

**કીશોરસિંહ—** ૩૪

કહું કર્મની કહાણી, બહુ દુઃખ આણી;
સુણજો રાજાજી વાત.
મુજપર વિતાણી, કહું છની કહાણી;
વિતી જે મુજપર ઘાત. કહું૦
ભરતખંડ વિશે રાયજી, પ્રતાપસિંહ શુભ નામ;

તેહતણો હું પુત્ર છું, પ્રતાપપુર મુજ ગામ,
મુજ વાત જાણી, સ્નેહને આણી;
સાંભળો રાયજી વાત કહું૦
બાપ બેટા બંને વચ્ચે, ચડાઈ ભીતરી રહેજ થઇ;
પીતાજી મુજ ગુસ્સે થયા મુજવાત સાંભળી નહીં કઇ;
ગુસ્સે થઇને પીતાજીએ, દેશવટો આપીઓ;
ક્રોધાતુર થઇને નાઠો ત્યાંથી, જીવડો આ પાપીઓ.
કોઇની વાણી હ્રદય ન આણી;
એ મમ કહાણી વિખ્યાત. કહું૦

**ભગલો—સીપાઈ—** ૩૫

વોય હાર મુવો, વોય હાર મુવો;
મુજ નાક બચાવો,
બસ ચુપ તું કર, બસ ચુપ તું કર.
આલો નાક કપાવો,
ચોથીમાં રાજાએ લખ્યું હવે કરીએ કેમ બસ;
ખાડો ખોદી પડયો, ખાડો ખોદી પડયો.
હવે નહીં સતાવો વોય.

**ભગલો—** ૩૬

વોય મારૂ નાકજ કાપી જાય
નાક વિણુ કહો કેમ રહેવાય.
ત્રણ મણીકા આ શરીરમાં, નવટાંકડાંની શોભા.
એ ન હોય જો શરીરમાં, તો માણસના શા મોભા.
નાક વિનાના માણસનેતો, લોકો કહેશે નકટો,
કરે ચાલ ભલે લહેરી જેવી, કરે ભલેને ચટકો. વોય.

રમાસુંદરી--                                   ૩૭

પ્રિતમ વિયોગી પ્રમદા, મને નહિં સતાવોરે;
નહિં સતાવોરે, પ્રિયતમ પ્યારા મને બચાવોરે. હાં હાં પ્રિયતમ,
વ્હાલા વિયોગી છઉં દુઃખી, મારી વારે ધાઓરે,
અભાગણી અનાથ હું. મારા પ્યારા બતાવોરે. હાં હાં પ્રિયતમ,
દુર દેશ પ્રીતમ ગયો, તજી પ્રેમનો પંથ,
પ્રેમ શરીતા નવ તર્યો, ચાલ્યો કયાં મુજ કંથ.
આ કામના ઉત્પાતથી મને કોઈ બચાવોરે. હાં હાં.   પ્રિતમ.

રમા—કિશોર—                                   ૩૮

જીવનજી રસ રંગે ઝુલાવો, પ્યારા હૈયાના હાર છો;
પ્રિતમજી પ્રેમ સંગે ડોલાવો, મારા પ્રાણાધાર છો,
પ્રિયાને પાળવી, શોકને ટાળવી, ચીન્તા ન ભાળવી.
આ ... ... ... ...રતીપતી... ... ...શાણીસતી.   જીવનજી.

(રશીલી આજે સર્વ તૈયારી છે.)
(મારી પણ સાથેજ વારી છે.)

રસભેલી નવ રહેજે સાથે, મારી તું દીલદાર છો;
પતી રાખુ માથે, રહુ પતી સાથે પ્રિતીતણી બાથે,
આ... ... ... ...પ્યારા પતી... ... ...પ્રેમઅતી.  જીવનજી.

(પ્યારી જાઉં છું છેલ્લા સલામ છે.)
(જાઓ ત્યારે મારા પણ પ્રણામ છે.)

રીસ ન કરીએ મોહન વેલી, પ્યારી હૃદય હાર છો;
પ્રેમતણી માળા, કંઠે ધરૂં બાળા, શાન્તી રાખ દારા,
આ... ... ... ...જીવનજી... ...જાઓ પ્રિતમજી.   જીવનજી.

ભગલો—કેશર— ૩૯

મોણુ સીદને મારો પ્યારો મારી;
નવ થાઉ નકટાથી હવે ન્યારી,
મોણુ મારીને મારીશ મુજને.
અરે ખમા છે, નકટા છે તુજને,
વોય વોય મારૂં નાક સીદને ગયું,
હાય હાય એ તો ખાડામાં પડયું,
નવ કેરે... ... ... ...છત્ર લેરે. મોણુ.

પ્રતાપશિંહ— ૪૦

હરિ હર પુત્ર કયાં પ્યારો. ગયો મારો.
દીધો બહુ દંડ થયો ન્યારો પ્રિયબાળો.
દુઃખી વન વગડામાં બાળો. થશે પ્યારો;
વિશ્વંભર નવ કરૂં ન્યારો મળે બાળો. હરિ.

પ્રતાપશિહલશ્કરીઓ ૪૧

વિરો આવાર લઇ તલવાર;
દુશ્મનોને કરો, પેલે પાર;
મારીને માર, દુષ્ટોને સાર
સુરા સરદારો, દેખાડો યમદ્વાર. વિરો.
કરોને ઠાર, શત્રુને સાર;
રક્ત પીએ તમારી તલવાર;
અમ મસ્તકના સરદાર, છીએ તાબેદાર વિરો

બીજો અંક સમ્પૂર્ણ.

# અંક ત્રીજો.

રમાસુંદરી--                    ૪૨

જાઉંછું પ્યારા પાસ, જાઉંછું પ્યારા પાસ;
તજી જાઉંછું રાજ, પ્યારાને કાજ.
સજીયો ગણુના સાજ.                    જાઉં૦
નવ આવી દયા પ્રાણેશ, હું આવું યોગિની વેશ;
પ્યારાનો આજ મળવા કાજ, જાઉં તજી રાજ.   જાઉં૦

કીશોર--લસ્કર-                    ૪૩

વાળવુંવેર, કરીને ઝેર, અભીમાનીને કરવો ઠેર;
વર્તાવું કેર, ન કરી મ્હેર, અભીમાનીનું તોડું સ્હેર. વાળવું૦
સુરવિર મારા સરદારો, મારી દુશ્મનને વિદારો;
મારી માર, કરી હાર, દુશ્મનને જીતો આ વાર.   વાળવું૦

રમા-(યોગિની)—                    ૪૪

મનવા સ્મરને હરીહર, હૃદયમાં પ્રભુ ભકતીધર;
મનથી યાદકર ઇશ્વર, અંતરમાં રાખ રાધીકા વર.
તુજશીરપર છે મોતનોકર, જગત જંજાળ સહુ પરહર.   મનવા૦
હૃદય રામ સમર્પણ કરી, તજી જગત જંજાળ;
શોક ચીંતાને પરહરી, જ્ઞાની ભજ ગોપાળ;
ચીંતાતજીને ભજ ઇશ્વર, સમર્પણ કરીલે શ્રીહરીહર.   મનવા૦

૪૫

મુરખ અભીમાની, માયામાં શીદ લપટાય છે,
ચેત ચેતને કામી, અભીમાનમાં ફટકાય છે.   ટેક૦
અભીમાન કર્યો રાવણે, લાવ્યો સીતા નાર;
રામચંદ્ર રણમાં ચઢયા, રોળાયો લુગાર.   મુરખ૦

અભિમાની દુર્યોધને, સતીની લુંટી લાજ;
કુળ ક્ષય તેનો થયો, બેઠા પાંડવો રાજ. સુરખ૦

નેપથ્ય— ૪૬

ચેત ચેત મધુરાજન, મધુપાનમાં રહ્યો જસું મોહી;
અબ, સબ સરજને, રણુવિશે ચડ રહેજ નહિ સુધ.

કીશોરશિંહ— ૪૭

ધિક મંડળ નીમકહરામ;
તું નષ્ટ ( ૩ ) ખરો. ધિક૦
કેદ પિતાને ક્યાં પાછ, અભિમાની થઈને રાજ;
સરદારો બાજી લગાવો થઈને રાજી. ધિક૦

રમાનેપીય— ૪૮

સર્વ સ્થળ તું વશી રહ્યો, પુરણ શ્રી રઘુરામ;
પ્રેમ સ્થળમાં તું વસ્યો, પ્રિતે આતમરામ,
પુરૂષ પ્રેમના પાત્રથી, મુક્ત થયો તું આજ:
સાહસ કરી તુજ પંખીડી, પ્રાણ તજયા તું કાજ.

રમાકીશોર— આડારે ન ઉભો અલબેલડા.

શીદને રોકી ઉભા વાટ. આડા૦
મુકોને રસ્તો રાયજીરે, મારે જવું છે જરૂર;
સંધ્યા વખતતો વહી ગયો, રહો છેલડારે દુર,
બાળા હું તો નથી ક્રુર. આડા૦
કુરતમ જેવા જોયા નહિરે, તજી વિણુ વાંકે બાળ;
તમ પાછળ જે મોહી રહી, થયો રાય તેનો કાળ. આડા૦
રાજા વિચારે ચઢી ગયા શું હવે નવ કરો વિચાર;
પૂર્ણ પાલાશ કું યોગિની, હાય તજી ગેી નાર. આડા૦

પ્રાણ રમા તું ક્યાં હશેરે, ક્યારે જોઉં તુજ મુખ;
તજી તને ક્રુર હું થયો ક્યારે ભાગું તુજ સુખ. આડા૦
ચિરંજીવ ધર તું રાજવી, ધાર હૃદયમાં ધાર;
પ્રાણ પંખીડી તાહરી, મળશે તુજ આધાર,
ઓળખી લે તુજ પ્રેમદા, જાણી લેતું જનાર;
તારાપ્રાણ નિહાળજે, આ રહી પ્રાણાધાર.

રમામાલતી— ૪૯

આજે દૈયાના હાર, મળશે આધાર; ટેકું૦
સ્વામી શાણા, પ્યારા પ્રેમાળ.
તુજ પર છે પ્યાર, સખી અપાર;
કીશોરની તું નાર, સુખ દેનાર.
સખી આનંદ ઉમંગ આજરે;
હું પણ રહીશ તમ સાજરે
( સખી તું પણ સાથે રહેશે કે )
હા બાઈ હા, નથી આનંદનો પાર—આજે.

સર્વ પાત્રો— ૫૦

રહો સુંદર મનહર સુખકર દુઃખહર ધન્ય ધન્ય દીન આ;
તનના મનના વનના, શઠ્ઠ દુરીત દુર થયા.
ભયચારે ભારી કષ્ટકારી; ઇશ આવારી નાંખ્યા તેં ટાળી;
લીધાં ઉગારી અમને ભલા રહો સુંદર.
પાપ અમાપ અરે, કીરતાર આવાર નીવારી દીધાં;
બાળક પાળક ટાળક માલક ન્યારી લીલા તારી,
હારી ગયા ભારી દાનવ દેવમુરારી સદા. રહો સુંદર.

# સમાપ્ત.

# રમાસુંદરીના અગાઉથી થયેલા ગ્રાહકોનાં નામો.

૧૦ પંડ્યા મંગળજી પદમશિ કચ્છ અંજાર ખેંગારજી લાયબ્રેરીના લાયબ્રેરીયન.

૧૦ ઠક્કર રામદાસ ભવાનજી.

૧૦ પંડ્યા દેવરામ પદમશિ નેટીવ ગુ. મુ. પ્રાઇવેટ સ્કુલના હેડ માસ્તર

૫ દવે કેશવજી જાદવજી.

૫ જોશી રામદાસ કરસનદાસ.

૫ દવે ગવરીશંકર ભગવાનજી.

૫ પંડ્યા લાલજી કાનજી.

૫ શેઠ જેરામ પિતાભાઇ.

૨ રા. ઈંદરજી તારાચંદ પદમાણી.

૧ ઉપાધ્યા વેજનાથ કેશવજી.

૧ શોની ભગવાનજી પ્રાગજી,